બાલજીવન પુસ્તકમાળા—પુસ્તક ૧૫

# વનરાજ

: લેખક :

કેશવલાલ લલ્લુભાઈ શાહ



— પ્રકાશક —

કરસનદાસ નારણદાસ બુકસેલર

નાણાવટ—સુરત.

સન ૧૯૩૧ ] [કિં. રૂા. ૦–૨–૦ [ આવૃત્તિ ૧લી

બાલજીવન પુસ્તકમાળા–પુસ્તક ૧૯

# વનરાજ

: લેખક :

કેશવલાલ લલ્લુભાઈ શાહ




– પ્રકાશક –

કરસનદાસ નારણદાસ બુકસેલર

નાણાંવટ – સુરત.

સન ૧૯૩૧ ]   કિં. રૂા. ૦–૨–૦   [ આવૃત્તિ ૧લી

## બાલજીવન પુસ્તકમાળાનાં પુસ્તકો

(૧) વસંત .... .... ૦—૧—૦
(૨) સ્વામીભક્ત સુરપાળ .... ૦—૨—૦
(૩) બાલગીતમંજરી .... ૦—૪—૦
(૪) અમારી વાર્તાઓ .... ૦—૮—૦
(૫) આનંદધારા ભાગ ૧ .... ૦—૬—૦
(૬) અમારી બીજી વાર્તાઓ ૦—૮—૦
(૭) આનંદધારા ભાગ ૨ .... ૦—૭—૦
(૮) ,, ભાગ ૩ .... ૦—૮—૦
(૯) સરોવરની સુંદરી .... ૦—૨—૦
(૧૦) આનંદધારા ભાગ ૪ .... ૦—૮—૦
(૧૧) અમારી ત્રીજી વાર્તાઓ ૦-૧૨-૦
(૧૨) આનંદકુંજ ભાગ ૧ .... ૦—૮—૦
(૧૩) ફુલમાળા ભાગ ૧ .... ૦-૧૨-૦
(૧૪) ફુલમાળા ભાગ ૨ .... ૦-૧૨-૦
(૧૫) સારી સારી વાતો .... ૦—૮—૦
(૧૬) અજિત .... .... ૦—૧—૦
(૧૭) બાવલાનાં પરાક્રમો .... ૧—૦—૦
(૧૮) રણચંડી .... .... ૦—૧—૦
(૧૯) વનરાજ .... .... ૦—૨—૦
(૨૦) આનંદકુંજ ભાગ ૨ ....(છપાય છે)
(૨૧) બાળકોની રંગભૂમિ .... ૦-૧૨-૦

મુદ્રક : નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ
મુદ્રણસ્થાન : ધી 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસ, ચૌટા પૂલ—સુરત.

# વનરાજ

## પ્રકરણ ૧ લું:

### લડાઇનું મૂળ

કનોજ દેશનો રાજા ભુવડ, પોતાની રાજ્યધાની કલ્યાણી નગરીમાં સભા ભરીને બેઠો છે.

રાજા ભુવડ સોલંકી વંશનો છે. કલાનો જાણનાર છે. કવિતાનો બહુ જ શોખ છે. લાયક કવિઓની સારી કદર કરે છે. પોતાનાં વખાણ એને બહુ ગમે છે.

કોઈ કવિ તેના દરબારમાં જઇને તેનાં ખૂબ વખાણ કરતો, તો તેને ઘણું ધન મળતું. આથી ઘણા કવિઓ ત્યાં અવારનવાર આવતા, રાજાના વખાણ કરતા, અને એવી રીતે ઘણું નાણું મેળવીને ઘર તરફ રવાના થઈ જતા.

કચેરીમાં હોંશિયાર ગવૈયાઓ રાગરાગણી ગાતા હતા. રાજા ભુવડ આજે પ્રસન્ન હતો.

ગવૈયાઓનું ગાયન પૂરું થયું. રાજાને સારી રીતે પસંદ પડયું. તેમને એકસો સોનામહોરો ઈનામ આપવા માટે ખજાનચીને હુકમ કર્યો.

એટલામાં એક નોકર કચેરીમાં આવ્યો. રાજાને ઝૂકીને સલામ કરી, બે હાથ જોડ્યા અને નીચું માથું કરીને બોલ્યો: 'નામદાર, બહાર કોઈક કવિ આવેલા છે. આપની પાસે આવવાની ઈચ્છા છે.'

રાજા સિંહાસન પરથી આનંદમાં અર્ધો ઉંચો થઈ ગયો. આનંદથી તેનું મોઢું ખીલી ઉઠ્યું, અને બોલ્યો. 'જા, એને તરત જ માનસહિત અહીં લઈ આવ.'

સિપાઈ નમન કરીને ગયો.

તે સહેજ વારમાં જ એક માણસને સાથે લઇને પાછો આવ્યો. રાજાએ આવનાર માણસને સારું માન આપ્યું. તેને એક સુંદર આસન પર બેસવાને કહ્યું.

આવનાર કવિનું નામ શંકર બારોટ હતું. તે ગુજરાતનો હતો. ગુજરાત તેની જન્મભૂમિ હતી. તેને તે હદથી વધારે વહાલી હતી. તેણે કવિતામાં ભુવડનાં ખૂબ વખાણ કર્યાં. ભુવડ આથી બહુ રાજી થયો. તેને યોગ્ય ઈનામ આપ્યું. તેની કવિતા કરવાની શક્તિથી તે પ્રસન્ન થયો. એટલે તો શંકર બારોટને જરા જુસ્સો આવી ગયો. ભુવડની સભામાં કામરાજ નામનો એક કવિ હતો. તે કવિને તેણે ગર્વથી કહ્યું કે, 'આવી જા, મારી સામે વાદવિવાદ કરવા!'

કનોજનું નાક રાખવા માટે કામરાજ ઉભો થયો. વાદ-વિવાદ ચાલ્યો. શંકર બારોટ હોશિયાર કવિ હતો. તે જીત્યો. કામરાજ હાર્યો. એટલે શંકરભાઇને બમણો ગર્વ આવ્યો. તે પોતાના આસન પરથી ઉભો થયો. જોરથી માથું ઉંચક્યું ને પડકારો કર્યો. 'પહેલાં હું ફક્ત ગુજરાતનો જ કવિ કહેવાતો. હવે હું આખા ભરતખંડનો કવિ કહેવાઇશ. મેં દરેક દેશના દરેક દરબારમાં દરેક કવિને જીતેલા છે. ફક્ત કામરાજ! તું જ બાકી હતો. આજે તારો પરાજય થયો. તું હાર્યો. તારૂં માથું નીચું નમ્યું. હવે તો આખા દેશમાં હું જ સૌથી વિદ્વાન કવિ રહ્યો.'

પોતાનો કવિ હાર્યો. ભુવડનું લોહી ઉકળી આવ્યું. તલવારની મુઠ પર તેનો હાથ ગયો. પણ શાંત થઇને બેઠો.

તેણે મૂછ પર હાથ નાખ્યો, ખોંખારો ખાધો, જરા કડક થયો અને બોલ્યો.

'વારુ, કવિરાજ! તમારા દેશનું જરા વર્ણન તો કરો?'

અવિચારી શંકરને જુસ્સો આવ્યો, અને હજી પણ વધારે ગર્વથી બોલવા લાગ્યો:

'સાંભળો મહારાજ, હું ગુજરાતનો છું. ગુજરાત મારી માવડી છે. કાચું સોનું ત્યાં નિપજે છે. ગુજરાતની ભૂમિ

કંચનવરણી હરિયાળી છે. જગતભરમાં ગુજરાતની જોડી નહિ મળે. ગુજરાતના પુરૂષો દાના છે. ગુજરાતની સ્ત્રીઓ દેવીઓ છે; અને બાળકો સ્વર્ગનું ભાન કરાવે એવાં મનોહર છે."

ગુજરાતનું પાટનગર પંચાસર. આબેહુબ ઇન્દ્રનગરી. સદાએ સુખની છોળો ત્યાં ઉડયાં કરે છે. દુઃખદિલગીરીનું ત્યાં નામનિશાન નથી. પ્રજા સહુ આનંદી છે. ત્યાંનો રાજા જયશિખરી સાચો શૂરવીર છે. એના સદ્‌ગુણનાં વખાણ કરવાને કોઈપણ શક્તિમાન નથી. એના રાજ્યની દેવોને પણ અદેખાઈ આવે છે.

જયશિખરી ચાવડા કહેવાય છે. તેઓ વંશપરંપરાથી મોટા બાણાવળી છે. તેઓ બાણ સરસ રીતે મારી જાણે છે. ચાપોત્કટ છે. ચાપ એટલે બાણ અને ઉત્કટ એટલે બળવાન. બળવાન બાણાવળી. પણ પાછળથી ચાપોત્કટ શબ્દનો ચાવડા શબ્દ થઈ ગયો; એટલે ચાવડા કહેવાય છે.

એવાં મોટા રાજ્યનો હું મહાકવિ છું, એટલે હું મારી જાતને ધન્ય માનું છું.'

શંકર બારોટ આવેશમાં જેમ આવે તેમ બોલી ગયો. પણ તેનું પરિણામ સારૂં ન આવ્યું.

ભુવડ એકદમ ગુસ્સાથી ફફડી ઉઠયોઃ 'બારોટ! ધ્યાન રાખજે. ગુજરાત પર હું ચડાઈ કરીશ. તારી કંચન સરખી

ગુજરાતનો હું માલિક થઈશ. તારા જયશિખરીને હું મારો સેવક બનાવીશ, અને ગુજરાત પર મારી આણ ફેરવીશ.'

આ વચનો સાંભળીને શંકર કવિ ક્રોધથી લાલચોળ થઈ થઈ ગયો. તેણે ચેતવણી આપી કે ગુજરાત તારી થશે તે પહેલાં કાં તો તારો અથવા જયશિખરીનો દેહ પડયો હશે. જ્યાં સુધી ગુજરાતનો એક પણ સપુત જીવતો છે ત્યાં સુધી, તારી ગુજરાત જીતવાની ઇચ્છા પાણીમાં મૂઠીઓ ભરવા બરાબર છે.

આમ બોલીને કવિ તરત જ રવાના થયો.

આ પ્રમાણે એ બે રાજ્યો વચ્ચે શંકર કવિએ લડાઇનું મૂળ ઉભું કર્યું.

* *

*

## પ્રકરણ ૨ જું:

### લડાઈ થઈ

એક બાજુ રાજા ભુવડે પોતાના રાજ્યમાં દરેક ઠેકાણેથી લશ્કર એકઠું કરવાનો હુકમ આપી દીધો. ભુવડ ગુજરાત જીતવાને તલપાપડ થઈ રહ્યો. ' અહાહા ! ગુજરાતનો સોના સરખો મુલક મારો થશે ! હું એનો સમ્રાટ થઈશ ! '

બીજી તરફ શંકર બારોટ પંચાસરમાં આવ્યો. જયશિખરને આ બાબત કહી. ભુવડનાં કડવાં વચનો કહ્યાં. પણ પોતે જે મૂર્ખાઈ કરી હતી તે બોલ્યો જ નહિ.

જયશિખરી—જયના શિખર સુધી પહોંચનાર નરવીર—લડાઇનું કહેણ સાંભળીને લડવા જવાને તૈયાર થઈ ગયો. કચેરીમાં ઉભા થઇને તેણે પડકાર કર્યો:

' મારા શૂરવીર સરદારો, આજે આપણે માટે આનંદનો દિવસ છે. આપણી જન્મભૂમિને માટે આપણે માથાં આપવાનાં છે. આવો પ્રસંગ દરરોજ આવતો નથી. આપણી મા તરફનો પ્રેમ દેખાડવાનો સમય આવ્યો છે. કાયર ન થશો. જો તમને તમારી માતા તરફ સાચો પ્રેમ હોય તો આ યુદ્ધમાં લડવાને તૈયાર થઈ જાઓ.'

મહારાજા બેસી ગયા. તેમનું મ્હોં લાલચોળ થઈ ગયું. સભામાં એક સામટી અસંખ્ય તરવારો મ્યાનમાંથી ઉંચી થઈ. કાન ફાડી નાખે એવા અવાજથી લડવૈયાઓ બોલ્યાઃ

'જય. મહારાજા જયશિખરીનો જય! માતા ગુજરાતનો જય.'

રાજાનાં રૂંવાડાં ઉભાં થઈ ગયા. તેને સરદારો તરફ વહાલ છૂટયું. તે બોલ્યાઃ 'ધન્ય છે મારા વહાલા સરદારો, તમારી દેશદાઝની લાગણીને.'

* * *

ભુવડે પોતાના મીર નામના સેનાપતિને મોટું લશ્કર આપીને લડવા મોકલ્યો. રસ્તામાં આવતાં આવતાં મીરે કાળો કેર કર્યો. ગુજરાતનાં અનેક ગામડાં લૂંટયાં, બાળી નાખ્યાં. ગરીબ લોકોને સતાવ્યા. બાપડાં બૈરાંઓ અને છોકરાંઓને ખૂબ ડરાવ્યાં. તેમના ધનમાલ ખૂંચવી લીધા. કેટલાંયે નિરાધાર લોકોએ કારમી 'હાય' નાખી.

જયશિખરીને આ બાબતની ખબર પડી. તેને એકદમ ગુસ્સો ચઢ્યો. તેણે મીરને પત્ર લખ્યો કેઃ 'બાયલા! બિચારી રાંકડી રૈયતને શા માટે સંતાપે છે? ગરીબ લોકોને હેરાન કરીશ તો પરમેશ્વર પાસે તારે જવાબ આપવો પડશે. એ લોકો નિર્દોષ છે. એને દુઃખ દેવાથી તારું શું ભલું થવાનું છે? બહાદૂરો

તો બળીયા સાથે બાથ ભીડે છે. તારામાં જોર હોય તો આ ગુજરાતના સિંહ સામો આવી જા.'

મીરે કહેવરાવ્યું કેઃ 'ચાલો, આપણે બેઉ દ્વંદ્વયુદ્ધ કરીએ. આપણે બેઉ એકલા જ લડીએ. એથી નાહકના સિપાઇઓ મરાય નહિ.'

જયશિખરીએ કહાવ્યું કેઃ 'જા, જા, તું મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાને લાયક નથી. ભુવડ હોત તો તેની સાથે કરત. એક બે દિવસમાં સેનાને લઇને લડવા આવીશ. તૈયાર રહેજે.'

તે રાત્રે સુરપાળે મીરની છાવણીપર છાપો માર્યો. સઘળે અંધારું ઘોર હતું. માણસોએ એકબીજાને ઓળખ્યાં નહિ. સામસામી અને અંદર અંદરનાં કેટલાંયે માણસો મરાયાં. શૂરવીર સુરપાળે કંઈકનાં માથાંઓ ચીભડાની જેમ ઉતારી નાખ્યાં. સેનાપતિ મીર રાતોરાત નાઠો.

મીર હાર્યો એ ખબર ભુવડને પડી. તે બહુ જ દિલગીર થયો. તેણે પ્રતિજ્ઞા કરી કે પંચાસર જીતીશ ત્યારે જ કલ્યાણીમાં પગ મૂકીશ. દરેક જગ્યાએથી તે માણસો એકઠાં કરવા લાગ્યો.

ભુવડે લડાઇ શરૂ કરી. પંચાસર પર હલ્લો કર્યો. પણ પહેલે જ દિવસે તેનો પાટવીકુંવર સુરપાળના હાથથી મરાયો.

પંચાસરમાં જોસભેર લડાઈ ચાલી. દરરોજ અનેક સિપાઇઓ મરવા લાગ્યા. મીરની ટુકડીને સુરપાળે સખત હાર આપી. ગુજરાતના લોકો કિલ્લાની અંદરથી લડતાં. અને ભુવડનાં માણસો બહારથી હલ્લો કરતાં. આ ભયંકર લડાઇ બાવન દિવસ ચાલી.

કિલ્લો કેમે કર્યો સર થાય નહિ. ભુવડ પૂરેપૂરો મુંઝાયો. હવે શું કરવું ? મીરે તેને સલાહ આપી કે સુરપાળને ફોડો; એ સિવાય બીજો રસ્તો નથી.

સુરપાળને આકડાના દૂધથી લખીને એક કાગળ મોકલાવ્યો. સુરપાળને તે કાગળ મળ્યો. તેણે તેના પર કંકુ ચોળ્યું એટલે અક્ષરો દેખાયા. એ પત્રમાં લખ્યું હતું કે કોઈપણ રીતે તમે કિલ્લાના દરવાજા ઉઘડાવશો અથવા તો જયશિખરીનું કાટલું કઢાવશો તો અમે તમારા હમેશના આભારી થઈશું અને જો ગુજરાત જીતીશું તો ગુજરાતની ગાદી પર તમને બેસાડીશું.

સુરપાળને આ પત્ર વાંચીને એકદમ ગુસ્સો ચઢ્યો. તેણે જવાબ લખી મોકલ્યો કે હરામખોરો, મને લાંચ આપીને તમે ફોડવા માગો છો ? મને તમે શું ધારો છો ? હું હલકો નથી. હું મારા રાજા અને મારી માતૃભૂમિનો સાચો સેવક છું. મારા દેશ ખાતર મારું માથું કુરબાન કરીશ. હું જીવતર જીવી જાણું છું. તમે મને લાંચના જે પૈસા આપશો તે સદા

ટકવાના નથી. હરામનો પૈસો હરામમાં જ જશે. પૈસો તો આજે છે ને કાલે નથી. મારી માતૃભૂમિ માટે લડતાં મરીશ તો સ્વર્ગે જઇશ. હું ફૂટું તો મારી ગુજરાત લાજે.

ભુવડે સુરપાળનો સંદેશો વાંચ્યો. એ લજવાયો. એનું મોં ઝાંખું થયું. એણે સુરપાળને મનમાં ધન્યવાદ આપ્યો. 'ખરેખર ! સુરપાળ દેશભક્ત છે. ધન્ય છે એને ! હજારો વરસ સુધી માણસો એનાં ગુણગાન ગાશે.'

* *

*

# પ્રકરણ ૩ જું:

## વનરાજનો જન્મ

લડાઈ બમણા જુસ્સાથી ચાલુ રહી. કોઈક વખત ભુવડનું જોર નબળું પડતું તો કોઈક વખત જયશિખરીનું જોર ઓછું થતું. ભુવડની સેના મોટી હતી. જયશિખરીનાં માણસો બહુ જ ઓછાં હતાં. હવે તો તેણે આખરી યુદ્ધ કરવાનું નક્કી કર્યું. ગુજરાતના શૂરા લડવૈયાઓએ પણ કેસરીયાં કરીને લડવાનું કબૂલ કર્યું.

પણ એ પ્રમાણે લડાઇ કરવા પહેલાં, તેણે પોતાના સાળા સુરપાળને બોલાવ્યો અને તેને કહ્યું. "સુરપાળ, તારી બેન રૂપસુંદરી ગર્ભવંતી છે. આજે કેટલાંયે વર્ષે એને એ સમય સાંપડ્યો છે. મેં તો કેસરીયાં કરીને લડવાનો નિશ્ચય કર્યો છે. હું તો નહિ જીવું; પણ જો રાણી જીવશે અને સારા નસીબે પુત્ર થશે તો ભવિષ્યમાં કોઈક દિવસ ગુજરાતને તારશે. માટે સમય વિચારીને તારી બહેનને કોઈક સારી જગ્યાએ મૂકી આવ.'

સુરપાળે જવાબ આપ્યો. 'મહારાજ, એ સાચી વાત. પણ આવા અણીના સમયમાં આપને અહીં એકલાં છોડીને જવું મને ઠીક લાગતું નથી.'

જયશિખરીએ સુરપાળને ખૂબ સમજાવ્યો. અંતે સુરપાળે જવાનું નક્કી કર્યું.

રાજાએ રાણીને આ વિચાર જણાવ્યો. રાણીએ જવાની ચોકખી ના પાડી. કહ્યું કે હું તો તમારી સાથે જ રહેવાની. તમે યુદ્ધમાં મરશો તો હું તમારી સાથે જ વિના વિલંબે સતિ થઇશ. પણ તમારાથી દૂર નહિ જાઉં.

જયશિખરીએ રાણીને કેટલીયે વખત સમજાવી. છેવટે તેણે જવાને હા કહી. બીજે દિવસે મધરાતે છાના વેશે નાસી જવું એમ નક્કી કર્યું.

બીજે દિવસે મધરાત થઇ, ત્યારે રૂપસુંદરી, સુરપાળ અને સુરપાળની પત્ની વિમળાદેવી એ સૌએ ચોકીદારના વેશ ધારણ કર્યાં, અને ઘોડા પર બેસીને નાસી ગયાં.

છેક સવારે જ્યારે ભુવડને આ વાતની ખબર પડી કે તરત જ તેણે તપાસ કરવાને ઘોડેસ્વારોને મોકલ્યા.

યુદ્ધ ચાલુ થાય તે પહેલાં જયશિખરી પર ભુવડનો પત્ર આવ્યો. પત્ર વંચાયો. તેમાં લખ્યું હતું કે તમે લડાઇ કરવી મૂકી ઘો. મોંમાં ઘાસનું તરણું લઇને મને નમન કરવા આવો. જયશિખરીને આથી ક્રોધ ચઢયો. તેણે જવાબ લખ્યો કે ગુજરાતનો નાથ તારા જેવા મગતરાંને નહિ નમે. આવ, અને સિંહનો પંજો ચાખી જો.

સૂર્ય ઉગ્યો ને યુદ્ધ ચાલુ થયું.

જયશિખરીનાં માણસો બહુ જ થોડાં હતા. ધીમે ધીમે એક પછી એક યોદ્ધાઓ પડવા લાગ્યા. મહારાજા પર પુષ્કળ બાણો પડયાં. એ ઘવાયા અને બેભાન થયા. પોતાના હાથી પરથી નીચે પડયા. તરત જ તેમનો જીવ ઉડી ગયો.

ખલાસ. સિંહ પડયો. ગુજરાતના હાથ નીચા પડયા. આજે ગુજરાતને રંડાપો આવ્યો. શત્રુઓ જીત્યા.

ભુવડનાં માણસો પંચાસરમાં પેઠાં. શહેરને ખૂબ લૂંટયું. શેરીએ શેરીએ આગ લગાડી.

ભુવડ પંચાસરના રાજમહેલમાં આવ્યો. મહારાજા જયશિખરીનું શબ મંગાવ્યું. ચોકમાં ચંદનની ચીતા તૈયાર કરાવી. એ પર શબ મૂકયું અને પોતાને હાથે એ દાના દુશ્મનને અગ્નિસંસ્કાર કર્યો.

મહારાજાના સંભારણા ખાતર એ જગ્યાએ એક સુંદર મંદિર બંધાવ્યું. તેમાં મહાદેવની સ્થાપના કરી. એનું નામ ગુર્જરેશ્વર પાડયું.

* * * *

પોતાની બેન રૂપસુંદરીને એક સારી જગ્યાએ મૂકીને સુરપાળ પાછો ફર્યો. પાછાં ફરતાં માર્ગમાં જ તેણે જયશિખરીના મરણના સમાચાર સાંભળ્યા. તે બહુ જ દિલગીર થયો; અને

ખૂબ ઉશ્કેરાઈ ગયો. તેણે ફરી વખત લડવાનો વિચાર કર્યો; પણ તરતને માટે તો તેણે સમજી જઇને એ વાત માંડી વાળી.

રાણી રૂપસુંદરીને માથે તો દુઃખના ડુંગર આવી પડ્યા. એના વહાલા પતિનું મરણ થયું. પોતાને જંગલમાં નાસવું પડયું. વારંવાર વનમાં ભુવડનાં માણસો એને શોધવાને આવતાં. એને બિચારીને કોતરમાં, ગુફામાં કે ઝાડના પોલાણમાં છુપાઈ રહેવું પડતું. વનમાં ભીલ લોકો એની સારી આસનાવાસના કરતા. મહેલમાં બત્રીશ ભોજન જમનારને દિવસમાં એક વખત સુકો રોટલાનો કકડો ખાવાને મળતો. કોઈક વખત કલાકોના કલાકો ભૂખ્યાંતરસ્યાં રહેવું પડતું.

આવા દુઃખના સમયમાં એક આનંદનો બનાવ બન્યો. વૈશાખ શુદ પુનમને દિવસે સવારે રાણી રૂપસુંદરીએ એક પુત્રને જન્મ આપ્યો. પુત્ર રૂપરૂપનો અંબાર હતો. વનમાં તેનો જન્મ થયો, માટે તેનું નામ વનરાજ પાડયું.

રાણીની તહેનાતમાં રહેનાર ભીલ લોકો તો રાજી રાજી થઈ ગયા. તેઓ તો કુંવરને છાતી પર ને છાતી પર જ રાખે છે. જરાએ વ્હીલો નથી મૂકતાં.

એક દિવસ કુંવરને ઝાડની ડાળ પર હીંચકો બાંધીને તેમાં સુવાડ્યો. રૂપસુંદરી નહાવા ગઈ.

એટલામાં ત્યાં જનોના યતિ શીલગુણસુરી આવી ચઢયા. ઝાડપર બાંધેલા હીંચકા પર તેમની નજર ગઈ. ત્યાં જઇને જોયું તો એક બહુ જ રૂપાળો છોકરો જોયો. તેમણે વનરાજના હાથની રેખાઓ જોઈ. રાજવીની નિશાનીઓ જણાઈ. તપાસ કરતાં ખબર પડી કે એ તો મહારાજા જયશિખરીનો કુંવર છે.

એમણે પોતાની ફરજ બજાવી.

કુંવર અને રૂપસુંદરીને છાની રીતે પોતાના અપાસરામાં લઈ ગયા. રાણીએ જૈન સાધ્વીનો પહેરવેશ પહેર્યો અને શીલગુણસુરી સાથે ચાલી નીકળી. માર્ગમાં અનેક દુઃખો સહન કરતાં તેઓ અપાસરામાં આવી પહોંચ્યાં.

* *

*

## પ્રકરણ ૪ થું:

## સિંહનો બચ્ચો–

**વ**નરાજ દિવસે દિવસે મોટો થવા લાગ્યો. સાથે સાથે તેનું તોફાન પણ વધવા લાગ્યું. નાનપણથી જ તે બહાદૂર હતો. ઝાડ પર ચઢીને નીચે પડતું નાખતો. કુસ્તી કરતો ને નદીતળાવ તરી જવાં એ તો એને મન ચુરમાનો લાડવો ખાઈ જવા બરાબર હતું. ભૂલેચૂકે પણ જો કોઈ એની સાથે તકરાર કરતું તો તરત જ તે એનો વાંસો હલકો ફૂલ જેવો કરી નાખતો.

વનરાજ ખૂબ તોફાન કરતો. વારે વારે જેની તેની સાથે લડાઈ કરીને ઘેર આવતો. રૂપસુંદરીને બહુ જ ચિંતા થતી.

એક દિવસ વનના ભીલ લોકોનો રાજા એ તરફ આવી લાગ્યો. એણે વનરાજનાં તોફાન સાંભળ્યાં. એને એથી બહુ આનંદ થયો. એને લાગ્યું કે જરૂર આ છોકરો જતે દિવસે પોતાની ગાદી મેળવશે. એણે રૂપસુંદરીને કહ્યું કે આ છોકરાને મારી સાથે મોકલો. હું એને શસ્ત્રવિદ્યા શીખવીશ. રૂપસુંદરીએ કહ્યું કે ખુશીથી લઈ જાઓ. મારી ના નથી. એ શૂરવીર છે. એને લડવાની હોંસ છે.

શીલગુણસુરી કહેઃ ‘ખરૂં છે. મોરનાં ઇંડાંને ચીતરવાં પડતાં નથી. વનરાજ સાવજ છે. સિંહના બચ્ચા તો સિંહ જ હોય ને!’

વનરાજને વિદ્યા શીખવા જવા માટે વનમાં જવાનું નક્કી થયું.

વનમાં વનરાજ લહેર કરે છે. એ ખરેખરો બહાદુર છે. એનું નામ એવા જ એના ગુણ છે. વનરાજ—વન રાજા, સિંહ જેવો શૂરવીર છે. એ તલવાર ફેરવતાં શીખે છે. ભાલા મારે છે. અને બાણ તો એવું સરસ તાકે છે કે સવાસો વાર દૂરથી આંબાના ઝાડ પરથી ધારેલી કેરી નીચે પાડે છે.

વનરાજને પોતાનું પરાક્રમ દેખાડવાને માટે એક સરસ અવસર મળ્યો.

એક વખત મધરાતે ગામમાં ધાડપાડુઓ આવ્યા. જૈનના દહેરામાં ગયા ને ભગવાનની મૂર્તિ પરના સઘળાં ઘરેણાંઓ ઉઠાવીને નાસી ગયા. સિપાઇઓ તેમની પાછળ પડ્યા. રસ્તામાં લડાઈ થઈ. સિપાઇઓને હારવાનો વખત આવે એ પહેલાં તો વનરાજ ઘોડો દોડાવતો આવી પહોંચ્યો.

વનરાજે પોતાની તલવારનું ઠીક પાણી દેખાડ્યું. બે માણસોને ઘાયલ કર્યાં. તેમના સરદારનું માથું કાપી લીધું, અને સવાર પડતાં પહેલાં ગામમાં આવી લાગ્યો.

લોકો એ વખતે જાગ્યા હતા. તેમણે દૂરથી વનરાજને આવતો જોયો.

સૌથી મોખરે વનરાજ ઘોડા પર ટટ્ટાર બેઠો છે. ઘોડો પણ છટાદાર ચાલથી ચાલે છે. વનરાજના હાથમાં લૂંટારાના સરદારનું માથું છે. તેની પાછળ તેણે પકડેલા લૂંટારાનું ટોળું; અને સૌથી પાછળ ગામના સિપાઇઓ છે.

આ દેખાવ જોઇને રૂપસુંદરીનું હૃદય આનંદથી કૂદી ઉઠયું. શીલગુણસુરીની છાતી સવા ગજ ઉછળી. ગામના લોકો આનંદથી બોલી ઉઠયાં. શાબાશ છે ! નાનું તો પણ સિંહનું બચ્ચું.

વનરાજ રાત્રે ચાંદનીમાં ફરવા નીકળ્યો. આજે એણે ઝગમગતો ઝરીનો પોશાક પહેર્યો હતો. માથે કેસરીયા રંગનો સાફો હતો. ઘોડો કુદતો કુદતો જતો હતો. વનરાજ ખરેખર એ વખતે કોઇક રાજકુમાર જેવો લાગતો હતો.

આ વખતે ચાર ચોર ચોરી કરવા નીકળ્યા. એ લોકો હથિયારબંધ હતા. એમણે જાણ્યું કે આ કોઇક રાજકુમાર હશે. એને પકડીશું ને ખૂબ પૈસા કઢાવીશું. એ પછી એને છોડી મૂકીશું. આવો વિચાર કરીને તેઓ વનરાજને ઘેરી વળ્યા. એના હાથમાં બેડી પહેરાવી દીધી. એને સાથે લઇને ચાલ્યા.

કેટલીક વારે તેઓ એક ગુફા પાસે આવી પહોંચ્યા. વનરાજને અંદર લઈ ગયા. આ ગુફા ચોર લોકોની હતી. ચોર પણ માલદાર હતા. એનાં ઠામ વાસણો સોના રૂપાનાં હતાં. ત્યાં નાણાંની છાકમછોળ હતી.

વનરાજને એ લોકો સારી રીતે ખવડાવતા પીવડાવતા.

ચોરની સાથે વનરાજ ત્રણ ચાર દિવસ રહ્યો. ચોરોએ જાણ્યું કે આ તો ગરીબ છે. આ તલમાં તેલ લાગતું નથી. એટલે એમણે એને કહ્યું કે તું અમારી ટોળીમાં ભળી જા. નહીં તો તને મારી નાંખીશું.

એ ટોળીમાં ભળ્યા સિવાય વનરાજને છૂટકો જ ન હતો.

વનરાજ એમની સાથે ચોર બન્યો. એમણે એક દિવસ લૂંટવા જવાનો વિચાર કર્યો.

આ તરફ રાણીને ચિંતા થાય છે. પાંચ છ દિવસથી વનરાજનું મ્હોં જોયું નથી. એણે તો ખાવું પીવું છોડી દીધું છે. રડી રડીને આખો દિવસ કાઢે છે. એને કંઈ ચેન પડતું નથી. ગમે તેમ પણ માનું હૃદય ને ? માની તોલે કોણ આવે?

ચોર લોકો અને વનરાજ એક ધાડા જંગલમાં આવ્યા. એક છાની જગ્યાએ છૂપાઇને બેઠાં. ત્યાંથી એક વાણીયાની જાન નીકળી. ચોર લોકો એ પર તૂટી પડ્યા. વર અને બીજા બધા વાણીયાઓ નાસી ગયા. વેલ, ગાડું, બળદ, બધાંયે એમ ને એમ જંગલમાં પડી રહ્યાં.

ચોર લોકોએ સોનારૂપાનાં ઘરેણાંની પેટીઓ હાથ કરી. વનરાજે વેલમાં જોયું તો એક સુંદર સ્ત્રી બેભાન થઇને પડી

હતી. ચોર એ સ્ત્રીને ઉપાડીને ચાલ્યા. વનરાજનું દિલ બહુ જ કોચવાયું. પણ શું કરે ? પોતે પણ પરવશ હતો. ચોરો પેલી સ્ત્રીને ઉપાડીને પોતાના ભોંયરામાં લાવ્યા.

એ ભોંયરામાં એક ડોસી રહેતી. ડોસી પેલા ચોરોની સગી હતી. પેલી સ્ત્રીની સંભાળ રાખવા માટે ચોરોએ ડોસીને કહ્યું.

બીજે દિવસે ચોર ચોરી કરવા ચાલ્યા. વનરાજ માંદો પડીને સુઈ ગયો. ચોર એકલા ગયા. હવે ગુફામાં ફક્ત પેલી ડોસી જ રહી.

ચોર ગયા. વનરાજ પેલી ડોસી પાસે આવ્યો; અને જોરથી તેને એક લાત લગાવી. ડોસીને તેણે કહ્યું કે બહાર જવા માટે કુંચી લાવ. ડોસી રડવા લાગી અને તરત જ કુંચી આપી દીધી. કુંચીથી એણે બહાર જવાનું બારણું ઉઘાડ્યું. પેલી સ્ત્રીને કહ્યું કે, ચાલો બહેન, આ કેદમાંથી છોડાવીને હું તમને તમારે ઘેર મૂકી જઈશ.

એ સ્ત્રીનું નામ શ્રીદેવી હતું. વનરાજ ઘોડા પર સ્વાર થયો; અને પોતાની ધર્મની બ્હેન ગણી એ સ્ત્રીને સાથે બેસાડીને પૂરપાટ ઘોડો છોડી મૂક્યો.

* *

*

## પ્રકરણ ૫ મું:

## સુરપાળનું મરણ

પોતાના ગામમાં આવીને વનરાજે શ્રીદેવીને તેને ગામ મોકલાવી આપી.

પછી વનરાજ તેના મામા સુરપાળની સાથે ચાલી નીકળ્યો. રસ્તામાં ઘણાંયે પરાક્રમો કરતાં કરતાં તેઓ શ્રીમાલપુર નગરમાં આવી પહોંચ્યા. ત્યાં એમને બહારવટીઆ માનીને પકડી લીધા. વનરાજે ચોરના પંજામાંથી પેલી શ્રીદેવીને બચાવી હતી તેના બાપ અહીં નગરશેઠ હતા. તેણે પોતાની દીકરી પર વનરાજે જે ઉપકાર કર્યો હતો તે યાદ કરીને મામા ભાણેજને છોડાવ્યા.

ત્યાંથી વનરાજ અને સુરપાળ બન્ને ગીરનાર તરફ જવાને ચાલી નીકળ્યા. રસ્તામાં તેમને એક જુવાન ભરવાડ મળ્યો. તેનું નામ અણહિલ હતું. તેણે પોતાના ભાવિ રાજા વનરાજની સેવા કરવાની બહુ જ ઇચ્છા બતાવી. એટલે વનરાજે એને પોતાની સાથે લીધો.

સુરપાળે આસપાસથી ઘણાં માણસો એકઠાં કર્યાં. તેમને લડવા માટે તૈયાર કર્યાં. મામાભાણેજ બેઉએ મળીને રાત્રે કનકાવતી નગરીપર હલ્લો કર્યો. દરવાનને મારીને દરવાજો ઉઘાડયો. ત્યાં કેટલાંએક માણસો સાથે લડાઈ થઈ.

વનરાજ જીત્યો. એ નગરમાં એણે પોતાની આણ ફેરવી. ભુવડના ત્રાસથી લોકો કંટાળી ગયા હતા. એટલે વનરાજ રાજા થયો તેથી તેઓ બહુ જ ખુશ થયા.

એ નગર જીતીને, વનરાજ અને સુરપાળ થોડાંએક માણસોને સાથે લઈને ચાલી નીકળ્યાં. તેઓ ગયા કે તરત જ પાછળ પ્રભાસપાટણનો સુબો કનકાવતી પર ચઢી આવ્યો. કિલ્લાના બારણા બંધ રાખીને અણહિલે સહુને લડાઈ કરવાને કહ્યું. પોતે વનરાજને આ ખબર કહેવાને માટે ગયો.

વીર વનરાજ પોતાના સાથીદારોને લઇને પ્રભાસપાટણ આવી પહોંચ્યો. એ વખતે પ્રભાસપાટણ જાત્રા કરવાનું સ્થળ ગણાતું. એની સાથેનાં દરેક માણસે વેશ બદલી નાખ્યો. સાંજ પડી અને તેઓ સહુ પાટણના દરવાજા પાસે આવ્યા. કોઇએ ખરી વાત જાણી નહિ, કારણ કે સહુ જાત્રાળુના પોશાક પહેરીને આવ્યા હતા. દરવાજે સહુએ નાસ્તો કર્યો. પછી તયાર થઇને શહેરમાં જવાને નિસર્યા. તેઓ સાતસેં હતા, એટલે દરવાને તેમને જવા દીધા નહિ. તેમની પાસે પરવાનો માગ્યો.

વનરાજે ઝબ કરતીક ને પોતાની તલવાર કાઢી, કે તરત જ સાતસ તલવારો ઝબકી. સાતસેંયે દરવાજામાં દાખલ થયા. વનરાજે શહેરમાં આવીને ભુવડનાં માણસોને કેદ કર્યાં. એ શહેરમાં પણ વનરાજે પોતાની આણ ફેરવી. જાત્રાળુ પર ભુવડે નાખેલા જુલ્મી કરો માફ કર્યા.

પોતાના નગરમાં વનરાજ રાજા થઇને બેસી ગયો છે એ વાતની શત્રુ સુબાને ખબર પડી. એને ખૂબ રીસ ચડી. પોતાનાં બધાં ય માણસોને લઇને તે વનરાજ સાથે લડવાને ચાલ્યો. એ પાટણ આવી પહોંચે એ પહેલાં જ માર્ગમાં વનરાજે એને પ્રસાદી આપી. વેલા પરથી ચીભડાં ઉતારી લે એ પ્રમાણે શત્રુનાં માથાં ઉતારી લીધાં.

વનરાજની પાસે બાવન શૂરા લડવૈયા હતા. તેઓ સાથે જ રહેતા. સાથે ખાય–પીએ અને સાથે જ લડાઈ કરે. તેઓ રાતદિવસ સાથે જ રહે. તેઓ બાવનવીર કહેવાતા. તેઓ કદી જૂદા પડતા નહિં.

* * *

આબુના રાજાને અને ભુવડને કંઈક કારણસર લડાઈ થઈ. આબુનો રાજા બહુ બળવાન ન હતો. એ હાર્યો અને એને પોતાના કુટુંબને લઇને રાતોરાત ક્યાંઈક નાસી જવું પડ્યું. વનમાં ભટકતા વનરાજ સાથે તેમનો ભેટો થયો. વનરાજે એમની વાત જાણી. એમને વનરાજે મદદ કરી અને પોતાની પાસે રાખ્યા. આબુ રાજાના નિમકહલાલ સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. વનરાજનાં માણસોમાં એટલો વધારો થયો.

શૂરવીર સુરપાળની તબીયત હમણાંથી સારી રહેતી ન હતી. એને કંઈક રોગ થયો હતો. રોગ દિવસે દિવસે વધતો ચાલ્યો; તોપણ લડવાના કામમાં તો તે તૈયાર જ. એક

દિવસ એનો રોગ ભયંકર થયો. એના પેટમાં સખત દરદ થવા લાગ્યું અને આખરે એનો જીવ પ્રભુના દરબારમાં ગયો. વનરાજ રડી પડયો. એને ખૂબ દુઃખ થયું. સુરપાળ જેવો મામો, શૂરવીર સેનાપતિ અને સાચો સ્વામિભક્ત હવે ક્યાં મળશે? વનરાજે શોકના દુઃખમાં બે દિવસ ખાધું જ નહિ. એને હવે સુરપાળ વગર ગમતું જ ન હતું. એણે જેમતેમ કરીને પોતાનું મન મનાવ્યું. એણે વિચાર કર્યો કે હવે રડીને બેસી રહ્યે કંઈ કામ આવે તેમ નથી. હજી તો ઘણાં કામો કરવાનાં છે. ગુજરાત પાછું લેવું છે.

એક વેળા વનરાજ જંગલમાં ભમતો હતો. એની સાથે બે માણસો હતાં. સામેથી એક વાણીઓ ચાલ્યો આવતો હતો. વનરાજે દમ ભર્યોઃ 'ત્યાં જ અટકી રહેજે, નહિ તો મરી ગયો જાણજે.' વાણીઓ ખડખડાટ હસ્યો. વનરાજને અજાયબી થઈ. 'વાણીઆભાઈની પોચી જાત. કોઈ આંખ કાઢે ત્યાં રડી ઉઠે. આ વાણીઓ હસ્યો કેમ? તપાસ કરવા દે. વાણીઆના પહેરવેશમાં કોઈ રજપૂત તો નથી ને?' વનરાજે ફરીને હાક પાડીઃ 'ઉભો રહે, અલ્યા! આમ ક્યાં જાય છે?'

વાણીઆએ પોતાનું કામઠું લીધું, તીર કાઢય. પાંચ તીર હતા તેમાંથી બે નાખી દીધાં. વનરાજે પૂછ્યુંઃ 'કેમ? બે તીર નાખી દીધાં?' વાણીઓ કહે. 'હરકત નહિ. તમે ત્રણ જણા છો. સહુ એક-એક તીરના ઘરાક છો. ત્યારે

શા માટે બીજા બે તીરનો ભાર સાથે રાખવો ?' વનરાજ બોલી ઉઠયોઃ 'શાબાશ વાણીઆ.'

એનું નામ ચાંપો. વનરાજે એને સાથે રાખ્યો. એ શૂર-વીર લડવૈયો વનરાજને બહુ જ કામ લાગી ગયો.

* * * *

ભુંવડ ઘરડો થયો હતો. હવે વધારે વખત નહિ જીવાય એમ ધારીને તેણે જાત્રા કરવા જવાનો વિચાર કર્યો. પણ એને લાગ્યું કે જો રસ્તામાં કયાંઇક વનરાજ મળશે તો જાત્રા થાય એ પહેલા મને પ્રભુની પાસે મોકલી આપશે. ભુવડે વનરાજ સાથે સંધી કરી. વનરાજને એણે સરસ્વતી નદીના કાંઠાનો થોડો મુલક આપ્યો.

ભુવડ જાત્રાએ ગયો. તેને મૂકવા માટે તેનો સેનાપતિ તેની સાથે મોટું લશ્કર લઈને ગયો. પછી ત્યાંથી પાછો ફર્યો.

વનરાજે ઘણાં માણસો એકઠાં કર્યાં અને પાછા ફરતા સરદાર પર તૂટી પડયો. લડાઈ ખૂબ જામી. તેમાં ભુંવડનું લશ્કર હાર્યું. વનરાજ જીત્યો. લાખો રૂપીઆનો માલ—ઘોડા હાથી વગેરે લુંટી લીધું. સોલંકીઓનો મહાન ખજાનો વનરાજ હાથ કર્યા વગર રહી શકયો નહિ.

* *

*

## પ્રકરણ ૬ ઠું:

## સુખના દહાડા

**મો**ટી લૂંટ લઈને વનરાજ પોતાના અસલ વતન પંચાસર તરફ ચાલી નીકળ્યો. વનરાજ પોતાની તરફ આવે છે એવી પંચાસરના સોલંકી લોકોને ખબર પડી કે તરત જ તેમણે કિલ્લાના બારણાં બંધ કરાવ્યાં. વનરાજ આવી લાગ્યો. એણે બહારથી તીર ફેંકવા શરુ કર્યાં. સોલંકી માણસો કિલ્લાની અંદરથી લડતાં હતાં; એટલે એમનાં માણસો બહુ જ ઓછાં મરતાં હતાં. પંચાસરનો કિલ્લો મજબૂત હતો. કોઈની તાકાત નહિ કે એને તોડી શકે. તોપણ વનરાજનું જોર બહુ હતું. સોલંકીઓએ મજબૂત વિચાર કર્યો, કે પંચાસરને સળગાવી દેવું એ સાચી વાત, પણ વનરાજને હાથ ન ચડવા દઈએ.

ભુવડ જાત્રા કરીને પાછો કલ્યાણી ગયો. એને ખબર પડી કે અમૂલ્ય ખજાનો લૂંટાઈ ગયો. એના ગુસ્સાનો પાર ન રહ્યો. પોતે ઘરડો હતો. કાયાનો ભરુસો ન હતો. તેથી જાતે લડવા ગયો નહિ; પણ સેનાપતિને લશ્કર આપીને મોકલ્યો.

હવે વનરાજ મુંઝાયો. આ તરફ પંચાસર હાથમાં આવે નહિ, અને પેલી તરફથી ભુવડનું લશ્કર આવી પહોંચે. શું કરવું ?

એટલામાં ભુવડની ફોજ આવી પહોંચી. ભયંકર ધમાધમી થઈ. વનરાજ હાર્યો અને જંગલમાં નાસી ગયો. પણ હિંમત હાર્યો નહિ. આ બાજુ સોલંકી માણસોએ પંચાસરમાં સઘળાં ચૌટે ચૌટે અને શેરીએ શેરીએ આગ લગાડી.

ભુવડ ઘરડો થયો હતો. ખખડી ગયલા સુકા ઠોઠાને પવનના એક જ સપાટાની જરૂર હોય. ભુવડ મરણને શરણ થયો.

ભુવડ મરી ગયો એટલે વનરાજને ઠીક અવસર મળ્યો. એણે ફરી વખત માણસો એકઠાં કર્યાં. વારાફરતી એક પછી એક શહેરો જીતવા લાગ્યો. આખા ગુજરાત પર એની આણ ફરી. એણે સરસ્વતી નદીને કાંઠે એક સુંદર શહેર વસાવ્યું. એ શહેરનો પાયો પોતાને હાથે નાખ્યો. પોતાને સંકટના સમયમાં મદદ કરનાર ભરવાડ અણહિલની અત્યારે તેણે કદર કરી. એ અણહિલ નામ પરથી તેણે આ નવી નગરીનું નામ અણહિલ પાટણ પાડ્યું.

વનરાજે આબુના રાજાને જંગલમાં સારી મદદ કરી હતી. આબુરાજાની પુત્રી સુંદરકેશી બહુ જ સુંદર હતી. એ બહુ જ સદ્‌ગુણી બાળા હતી. વનરાજનું મન એના પર ઠર્યું હતું. સુંદરકેશીએ વનરાજનાં પરાક્રમો ઘણાં સાંભળ્યાં હતાં. એ જ વનરાજને જ્યારે એણે નજરે જોયો ત્યારે નિશ્ચય કર્યો કે પરણીશ તો વનરાજને, નહીં તો આખી જીંદગી કુમારી રહીશ. કુંવરીએ

આ વિચાર પોતાના માબાપને જણાવ્યો. આબુરાજાએ ખુશીથી હા પાડી. વનરાજ જેવો શૂરો જમાઈ કોને ન ગમે ?

વનરાજનો વિવાહ નક્કી થઈ ચૂક્યો.

એક શુભ દિવસે વનરાજ અને સુંદરકેશીનું લગ્ન થયું. દુધમાં સાકર ભળી. ઠેરઠેર આનંદ–ઉત્સવ થઈ રહ્યો.

પરણીને પાછાં ફરતી વેળા મહાન સ્વારી નીકળી. જાત જાતનાં વાજીંત્રો વાગે. માણસની મેદની તો એટલી બધી કે ક્યાંય સોય મૂકવા પણ જગ્યા ન મળે. રસ્તે કંઈ રોશનીના પાર નહિ. હાથી પર અંબાડીમાં વનરાજ અને તેની બાજુમાં સુંદરકેશી બેઠાં હતાં. ઝરૂખામાંથી સ્રીઓ અને બાળકોએ પોતાના નવાં રાજા રાણીને ફૂલથી વધાવ્યાં. અંબાડી ફૂલથી ભરાઈ ગઈ. વનરાજ અને સુંદરકેશી જેવી સરસ જોડી કોને ન ગમે ? વનરાજ કેસરી સિંહની માફક અંબાડીમાં શોભતો હતો. જાણે બીજો સૂર્ય ઉગ્યો !

લગ્ન થઈ ગયા પછી એક દિવસે વનરાજે દરબાર ભર્યો. દેશ દેશના ખંડિયા રાજાઓ આવ્યા હતા. સભામાં મનોરંજક નાચગાન થતાં હતાં.

વનરાજની ધર્મની બહેન શ્રીદેવી કચેરીમાં આવી. એના હાથમાં પૂજાનો થાળ ભર્યો હતો. હસતે મ્હોંએ વનરાજ

સિંહાસન પર બેઠો. શ્રીદેવીએ એના કપાળમાં રાજતિલક કર્યું. વનરાજ રાજા ગણાયો. સભામાં નાદ થયો: 'વીર વનરાજનો જય. શ્રી ગુર્જરેશ્વરનો જય.'

વનરાજે સભામાં શ્રીદેવીને ખૂબ ભેટ આપી. ચાર ગામ વીરપસલી તરીકે આપ્યાં.

પછી વનરાજ ઉભો થયો. શીલગુણસુરીને પગે લાગ્યો અને બોલ્યો: 'હે મહારાજ, તમે કરેલા ઉપકાર અમે ભૂલી શકીએ તેમ નથી. તમે અમને આશરો ન આપ્યો હોત તો પ્રભુ જાણે અમારૂં શું યે થયું હોત. ચાવડાનો વંશ ટકાવી રાખનાર તમે જ છો. તમારો નમ્ર સેવક વનરાજ તમને રાજપિતા તરીકે ગણે છે. આપ એ પદ સ્વીકારીને અમને આભારી કરશો.'

શીલગુણસુરીએ આશીર્વાદ આપ્યો. 'પ્રભુકૃપાથી લાંબું આયુષ્ય ભોગવ અને સદાએ સારાં કામો કરજે. તારો વિજય-ડંકો આખી દુનિયાંમાં વાગો.'

સભામાં વનરાજનો જયજયકાર થઈ રહ્યો.

ચાંપા વાણીયાની પણ વનરાજે સારી કદર કરી. એને મંત્રીશ્વર બનાવ્યો. એના સ્મરણને માટે પાછળથી પાવાગઢની તળેટીએ એક શહેર વસાવ્યું. ચાંપા વાણીયાના નામ પરથી એ શહેરનું નામ પણ ચાંપાનેર પાડયું.

ખૂબ રઝળપટ્ટીને અંતે વનરાજને પોતાનું રાજ્ય પાછું મળ્યું. હવે એને નિરાંત થઈ. એણે એ પછીના પોતાનાં બધાંયે વર્ષો સુખશાંતિમાં ગાળ્યાં. એ વર્ષોમાં ખાસ કંઈ બનાવો બન્યા નહિ. એના રાજ્યમાં કરવેરા ન હતા. રૈયતને શાંતિ હતી. એનું રાજ્ય 'રામરાજ્ય' હતું. એણે દેશદેશથી કારીગરોને બોલાવ્યા. અને તેમને પોતાના નગરમાં વસાવ્યાં. વેપારધંધાને ખૂબ ખીલવ્યાં. એને એક પુત્ર થયો. એનું નામ યોગરાજ પાડ્યું. એ પણ વનરાજના જેવો જ પરાક્રમી હતો. યોગરાજ મોટો થયો અને પરણ્યો. એને પણ એક પુત્ર થયો. એનું નામ ક્ષેમરાજ.

વનરાજ વિક્રમ સંવત ૭૫૨માં જન્મ્યો હતો. સંવત ૮૦૨માં એની પચાસ વર્ષની ઉમરે એને ગાદી મળી. એકસો ને દશ વર્ષની ઉમરે એ સદાચારી રાજા પ્રભુના દરબારમાં ગયો. ગુજરાતનો સૂર્ય આથમી ગયો.

વીર વનરાજને થઈ ગયાને એક હજાર ને સવાબસો ઉપરાંત વર્ષો વીત્યાં છે; તોપણ એની કીર્તિ અમર છે. જ્યાં સુધી પૃથ્વીપર ગુજરાત હશે ત્યાં સુધી કોઈ એને વિસરશે નહિ.

